# हरपाळ चरित्र नाटकनां

# गायनो.

રચીને પ્રસિદ્ધ કરનાર.


रावळ. अंदरजी शंकरजी.

વાંકાનેરના રહીશ.


प्रयास १ लो.






અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિં૦ અને જનરલ

એજન્સી કંપની લિમિટેડ'ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

---

સંવત ૧૯૪૨. ઈ. સ. ૧૮૮૫.




કિમ્મત ૨ આના.

# हरपाळ चरित्र नाटकनां गायनोमा आवतां पात्रो.

| | |
|---|---|
| सूत्रधार ... ... ... | ...नाटक भजवी बतावनार. |
| नटी ... ... ... ... | ...तेनी स्त्री. |
| कुरपाळ ... ... ... | ...कच्छनो राजा. |
| लीलावती ... ... | ...तेनी राणी. |
| लाल .. / शोण ... ... ... | ...तेना पुत्रो. |
| प्रधान ... ... ... | ...कामदार. |
| सेनाधीपाति ... ... | ...सेननो उपरी. |
| वारांगना ... ... ... | ...इंद्रनी अपसराओ. |
| चांपलो ... ... ... | ...इंद्रनो माळी. |
| सरधार ... ... ... | ...नद गोवालणीनी दीकरी तथा कुरपाळनी स्त्री थशे. |
| दाशी ... ... ... | ...तेनी बानडी. |
| हरपाळ ... ... ... | ...सरधारनो पुत्र. |
| सुमराओ ... ... ... | ...हरपाळनी साथे लडनारा रजपुतो. |
| परीआ ... ... ... | ...ते रजपुतनी स्त्रीओ. |



# हरपाळ चारित्र नाटकनां गायनो.

## मंगळाचरण.

सूत्रधार — ( ગાયછે. )

### राग कल्याण.

જય વિશ્વપતિ, નમન હું કરૂં;
હૃદય નામ, અહરનિશ, તાહરૂં ધરૂં. —ટેક.
પ્રાણી માત્રને, ગતિ દિધી તેં, કરે તે રૂડાં કર્મ;
આપ કૃપાતે, દિલ સુઝ્યાથી, કરી કાવ્ય આ નર્મ. જય૦
સહાય થઈને કામ અમારૂં, કરે વિભુ તું સિધ;
તુજ આભારી અમને કરને, કરીએ ખેલ ત્રિવિધ. જય૦
પડે ખામી ને ખોડ અમમાં, કરે માફ આ વારે;
સ્તવન કરેછે દાસ અંદરજી, તે તું ચિતમાં ધાર. જય૦

नटी—( પ્રવેશ કરીને સુત્રધારના ફરમાનથી ઈશ્વરપાર્થના કરે છે.

### राग लावणी.

વિભુ તુજને હું અર્જ કરૂં છું, સુણી કરજે મુજ સીધ સહુ કામ;
તુજ સહાયે નાટક ભજવી, ભીડી અમે બહુ મોટી હામ.
હય રથ હાથી પ્રગટ કરતા, તું છું વિભુ જગ કીરતાર;
સહાય તારી અમપર હોયે, તો નવ પામી કદીએ હાર.
સદ્ગૃહસ્થો અહીં પધાર્યા, તુજ કૃપાએ ધાઈ આ ધામ;
ખેલ અમો અહીંઆં ભજવીશું. હરપાળચરિત્રછે નાટક નામ.
વિઘ્ન બધાં તું દુર કરજે, સુમતિનો દેજે ભંડાર;
સ્તુતી ભરેલી અર્જ અમારી, રાખે તું હૃદયે કીરતાર.
સુણો સજનો એક ચિતથી, ભજવી નાટક આજ આ વાર;
જોવા કાયર કોઈ નવ થાશો, ખેલ ભજવવાનો નીરધાર.
( વિગેરે કેટલેક સંવાદ થયા બાદ )

# हरपाळ चारित्र नाटकनां गायनो,

---

## प्रवेश १ लो.

( સ્થળ લીલાવતીનો મેહેલ. )

लीलावती—( હાસ્ય વિનોદ કરતાં પોતાના પતિ હરપાળ પ્રત્યે)

### राग रासडानो.

( આવાં કદમ કેરાં ઝાડ કે શીતળ છાંયારે ) એ ચાલ.

પતિ આપ થકી પામું સુખ, ન દુઃખ મારા અંગમાંરે;
છો આપ અતિ સુખવાન, ઠરે મારા તનમાંરે.
મુજપર કૃપા પ્રભુની સાર, કે ભોગવું સુખમાંરે;
આવાં ઈચ્છા ઈચ્છીત સુખ, પતિ આપ રાજમાંરે.
મારે સુખ અતિ આવાર, જેથી મગ્ન હું રહુંરે;
મારે કૃપા પ્રભુની સાર, પીયુ તમને કહુંરે.
મારો પતિ રહે સુખ માંહ, પ્રીતે એવું માગુંછુંરે;
કરે સર્વ સફળ આણી વાર, પ્રભુ શીશ નામુંછુંરે.
મારા અચળ રહે શણગાર, પ્રભુ એજ ધારજેરે;
હુંતો રંક જીવછું તારી પાસ, રહેમ ખુબ લાવજેરે.

हरपाळ—( સારધાર ગોવાલણીને જોઈ પોતાના ખવાસ પ્રત્યે. )

### राग झींझोटी जंगलो.

( પનીઆમેં કસેતો ભરૂં એ રાહ )

અહો ચિત્ર દેખતાં ડરૂં? પ્રિયમિત્રરે, અહો ચિત્ર દેખતાં ડરૂંરેક.
ભોજ પુર[illegible]છે મારે, નહીંતો નકી હું મરૂં. અહો.

થયો નિરાશ મિત્ર આજ, નિજ વાત શું કરૂં. અહો૦
એવો પુત્ર મુજ થાય, જો એને નકી હું વરૂં. અહો૦



## પ્રવેશ ૨ જો.

( સ્થળ રાજ કચેરી )

સેનાધિપતિ—( રાજા કુરપાળનો ઉદાશ ચેરો જોઇને )

### રાગ બીહાગની ગજલ.

સાંભળો રાજન આજ કેમ ઉદાશછો,
તમ પ્રધાન રાજ વાત આજતો પુછો. સાંભળો.
તમ ઉદાશથી અમોને ચેન ના પડે,
અમો ઉદાશ આજ થયા તમ ચેરાવડે; સાંભળો?
મગ્ન મગ્ન સદા રહો કેમ ઉદાશ આજ,
અમો ઉદાશ આજ થયા શું કરી શુભ કાજ; સાંભળો.
રાજ કાજ કહીં ન સુઝે આપ ઉદાશથી,
કેમ ઉદાશ આપ થયા, કહો મુને કથી; સાંભળો.

કુરપાળ— **રાગ લાવણી.**

( મુજે છોડચલા બંજારા ) એ રાહ.

કુદરત દીઠુંછે નઠારૂં, દેખી મન મોહ્યું મારૂં.
જાતી હતી તે મહી ભરીને, તે જોતો હતો દિલ ડરીને;
ત્યાં સાંભળ્યું નામ તમારૂં, દેખી મન મોહ્યું મારૂં. કુદરત૦
શું કહું મુજ મનની વાત, મેં જાણી એ વાતમે ઘાત;
એને ડરતાં દિલમાં સંભારૂ, દેખી મન મોહ્યું મારૂં. કુદરત૦

મુને લાગ્યોછે તેનો શોક, હવે ઉપજ્યો ઉમંગ અથોક;
તેને હવે ફરી ક્યારે જાઉં, દેખી મન મોહ્યું મારૂં. કુદરત૦

प्रधान— राग सदर.

નૃપ ધરો મ એ વાત નઠારી, એતો નિચ કર્મની યારી;
એતો નીચ જાત ભરવાડ, એમાં નથી રૂપ લગાર;
તે જુઓને આપ વિચારી, એતો નિચ કર્મની યારી. નૃપ૦
હું કહુંછું વાતતો સત્ય, વળી માનોમાં તે અસત્ય,
તમે ભવિષ્ય જુઓને વિચારી, એતો નીચ કર્મની યારી. નૃપ૦

सेनाधिपति— राग लावणी

( અધમીચ મહોબત તોડી ) એ રાહ.

સુણો ધૈર્ય ધરી, (૨) હું કહુંછું વિનતિ આજ;
આપનું નામ પ્રમાણતાં તો, સરે સર્વનાં કાજ. સુણો૦
મુને લાગે જુઠ, (૨) તદન આ નૃપતિ પ્યારા;
એ નિચને વર્યા થકીતો નથી દુઃખના આરા. સુણો૦
હું કહું સત્ય (૨) તે માનો મારે અસત્ય,
તે નિચને વર્યાનું, કરો ન આપ એ કૃત્ય. શુણો૦

प्रधान—( કુરપાળ રાજા ઈનામ આપવાનું કહેછે ત્યારે )

राग भेरवीनी गजल.

ધરૂંછું રે ઉમેદ હું, લગ્ન કરવાને આજ. ટેક.
ધરૂંછું અર્જ આપની, નમીને ચર્ણ તાજરે;
ઇનામ મારે લેવુંછે, જો થાય સિધ કાજ. ધરૂંછું૦
જશે કુંતાતી સાથથી, જાઉં હવે આ વાર;
સિધ થયે હું આવિશ, રહો સુખે આ રાજ. ધરૂંછું૦

સમાજનો—( પ્રધાન લગ્ન કરવાને જાયછે ત્યારે ઉભા થઈને ઈશ્વરની સ્તુતી કરેછે. )

( નાથ કૈસે ગજકો બંધ છુડાયો ) એ રાગ.

પ્રભુ આજે ઈચ્છા પરિપૂર્ણ કરજો,
સાહ્ય થઈ શીર ધરજો; પ્રભુ૦
લગ્ન સબંધી વાત અમારી,
દીન પ્રતિવાત ઉચ્ચરજો;
કુરપાળ રાજ મોહીત થયાછે,
તો સર્વે યથા કરજો. પ્રભુ૦

## પ્રવેશ ૨ જો.

લાલ અને શોણ—( પોતાના પીતા પ્રત્યે. )

### રાગ ઝીંઝોટીનો દાદરો.

( નાગનકે બચે નાગ ઉસે પ્યાર નહીં કરના ) એ રાગ.

મારારે પીતાજી રાજ વાતરે કરો,
આપ લઘુ પુત્ર તણી વિનતી ધરો. મારારે૦
હર આજે એમાં ગયું શુણવા કથી,
આપ રાજ થકી દુઃખ કોઈને નથી. મારારે૦
અમે અત્યાનંદ રહી સુખ પામીરે,
આપ સુભ ન્યાયે કરી દુઃખ વામીરે. મારારે૦

## પ્રવેશ ૪ થો.

(સ્થળ રાજમહેલ.)

પ્રધાન—(પ્રવેશ કરીને રાજા કુરપાળને નિચેના સમા-
ચાર આપેછે.)

### राग कवित.

શુણો કચ્છનૃપ કુરપાળ, કથી કહું પ્રીતે,
ધારજો ને ધરી ઉમેદ ધર્મ આજે કહુંછું;
કામ કાચુ કાંઈ નથી કહું તે તો સત્ય ગણો,
હવે હામ ધરી હૈયે હરખથી ચાહુંછું;
ખાટી છાશ ખારૂં અન ખાવાને જો પથા હોય,
તો તો નકી ચાલો ને, પરણવા ચાલીએ;
કહે મંત્રી આપ પાસ, ધારો આપ એક ચિતે,
એવા એવા ફંદમાંહી, કેમરે ફસાઈએ.

—⁂—

## પ્રવેશ ૬ ઠો.

(સ્થળ સ્વર્ગપુરી.)

વારાંગના—(ઇંદ્રના ફરમાનથી ગાયછે.)

(લીધીનાં કામ છે કેવાં) એ રાહ.

શુણો ઇંદ્રરાય વિનતિ આજ,
કહે તમદાશી નમી નમી તાજ. શુણો.
આનંદ થાએ દેખી તમને,
રાખો સુખચેનમાં અમને. શુણો.

ઈંદ્ર તમ નામથી સુખ થાય,
ભજે તમને તો પ્રાયશ્ચીત જાય. શુણો.
અમે તમ નામે મોક્ષપામી,
ભજો ઇંદ્રને દુઃખ વામી. શુણો.



## પ્રવેશ ૭ મો.

(સ્થળ કુરપાળની રાજકચેરી.)

વારાંગના—(રાજા કુરપાળ પાસે પ્રવેશ કરીને ગાયછે.)

### રાગ રાસડાનો.

(રઘુપતિરામ હૃદયમાં રહેજોરે) એ રાહ,
શુણો રાજા આજ આનંદ થઇછીરે,
હર્ષ થકી આ ગાયન કહીછીરે;
ગાયન કહીને ખુશીરે થઇછી. શુણો.
આપ શૌર્ય દેખી ખુશ થાઇરે,
એથી આપ પાસે ગાયન ગાઇરે;
ગાઈ અમો કૃતારથ થાઈ. શુણો.
પ્રભુ હર્ષ અચળ તમ રાખેરે,
સહુ આપ ન્યાયે સુખ દાખેરે;
જેથી જયકાર વાણી ભાખે. શુણો.



## प्रवेश ९ मो.

(સ્થળ સ્વર્ગપુરી.)

સુરાંગના—(રાજાઈંદ્રના આપથી પ્રશ્ચાતાપ પામેછે.)

### राग लावणी.

(અધબીચ મહોબત તોડી) એ રાહ.

શુણો ઇંદ્રરાય (૨) મુને નવ દીઓ આપ આપ,
બગતી સાચી પ્રભુ આપની, નથી કર્યાં કશુંએ પાપ. શુ.
નવ ફરે આપ (૨) ઓ સ્વર્ગપતિ તમ જાણ;
અજ્ઞાન અને અવિચારેથી, થઈ અંમતણી આજે હાણ. શુ.
હવે પામી શોક (૨) શું થાય હવે આ વાર;
આપ ધરી અમ શીરપર, કરો કૃપા આપ કીરતાર. શુ.

ચાંદલોમાળી—(ઇંદ્રના આપ થકી પ્રશ્ચાતાપ કરેછે.

(પડુંછું વિખુટો પ્રીયા) એ ચાલ.

હુકમ મુજબ જાઉંછું, મૃત્યુ વિશે આવારે;
જાઉંછું સુખ કારણે, માની અતિ આભાર. હુકમ.
આપ કૃપાથકી મુને, વિઘ્ન ન થાય લેશરે;
મરી પડું જમીનપરે, લઈ નાજુક વેશરે. હુકમ.

—❧—

## प्रवेश १० मो.

( સ્થળ સરધારનો મેહેલ. )

સરદાર—( ઘણુ દિવસ થયા રાજા આવ્યા નથી તહેરે )

### राग दोंडी.

પ્રાણનાથ ક્યાં ગયા મુને વિસારી,

વિના આજ મુને કષ્ટ પડે ભારી;
રડું આજ અહીં કોણ લેશે ધારી. પ્રાણ૦
તેને લાગે દ્વેશ આજ કોક સાથે,
દુઃખ આવી પડ્યું આજ મુજ માથે;
નહી પતિ મળે તો મરીશ મુજ હાથે. પ્રાણ૦

દાશી--( એટલામાં પ્રવેશ કરીને સરધાર પ્રત્યે )

### राग दक्षीणी राह.

નવ કશું રડો આજ બાઈરે,
અહર સુખ આજ દુઃખ કરડું મુખ;
દેખી લાગે બાઈરે. નવ૦
કરૂં શું વાત બનવી ઘાત દુઃખની લાત,
કુમતી સરવ ધાઈરે. નવ૦

— ❦ —

## प्रवेश १२ मो.

### સ્થળ દરબારમાં એક ચોક.

સરધાર—( પુરૂષનો દ્રેશ પહેરીને જોધાને હાતલી વખતે ઈશ્વરાધના કરેછે )

### राग धनाश्री.

સહાય કરો આવાર,
વિશ્વનાપતિ સહાય કરો આવાર ટેક.
કામ મારૂં તે સિધ કરીને,
કહે કર જોડી લઘુ બાળ. વિશ્વ૦
દુષ્ટ અભાગી રાજ લેવાને,

રાખે નકી નીરધાર. વિશ્વ૦
જો નિજ કુજને હું ન હરાવું,
અડો તમે મુજ વાર. વિશ્વ૦

— ❧ —

# પ્રવેશ ૧૨ મો.

(સ્થળ સરધારનો મહેલ)

સરધાર (દાશીએ આપેલાં કાળાં વસ્ત્રો જોઇને)

## રાગ ગજલ.

(ઇંદ્રસભામાં ગવાતી ઢબની)

અરે પાપી દાશી આ કૃત્ય શું તે કીધું,
મુજ પુત્રને શાંકા કૃત્ય આજ કીધું;
હવે મુજને ભ્રાંતી થઇ આવા કાર્યથી.
હાય હાય શું કહું આ તુજને કથી,
દુઃખ આપ્યું નિર્દ્ય મુને શું કહું તને;
આવા કાર્યથી સુજેછે દુઃખરે મુને.

દાશી — (સરધારનાં આવાં વચન સાંભળીને)

## રાગ ઉપર મુજબ.

મુજને ન કહો બાઇ મારાંછે પ્રધાનપાસ,
આપ સુખ ક્યાં જશે નથી થવુંરે નાશ;
હું અતિશે દુઃખી થઇ કેણ આપથી.
કુળ વકળ તો મુને આપથી નથી,
મુજ રાજાએ આપ્યાં વસ્ત્ર પહેરશો તમે;
માને વાંક કાઢો મારો દાસ છીએ અમે.

સરધાર -( પોતાની દાશીનાં વચન સાંભળીને )
राग आशागोडो.

રાજ મંત્રી શા સારૂ આવ્યા,
સખીરે અહીં રાજ મંત્રી શા સારૂ આવ્યા-ટેક.
કાંઇક બુરૂં કર્મ થાશેરે મારૂં, -
કેમ કુડાં કહેણ કાહાવ્યાં. સખીરે૦
કાળાંરે વસ્ત્ર મુજને પહેરવા,
શાને કાજે અહીં લાવ્યાં. સખીરે૦
અહીંરે બોલાવ કારણ પુછું,
કોણે એને ફોસલાવ્યાં. સખીરે૦

પ્રધાન—( સરધાર પાસે પ્રવેશ કરીને સરધાર પ્રત્યે )
( આવો આવો સભારસ્થાને રંગ દેવતા ) એ રાહ.

શીદ ધરોછો શોક બાઈ પહેરવાં પડે,
નીજ હુકમના કરે તો નૃપતિ નડે. શીદ૦
કરણી તેવું પામે એમાં શું કરીએ અમે,
કોમળ બાઈ આજ રાજ છોડી દ્યો તમે;
નથીરે મુને સુખ આથી દુઃખ બહુ પડે. શીદ૦
મરણ તુલ્ય મુજ લેખો રાજનો હુકમ,
મહેલ બહાર જલદી જાઓ નહીંતો કાઢે દમ;
આવાં કર્મ આપે કીધાં ભોગવ્યે રડે. શીદ૦
કારણ આપ દિલ ધરો વાત હું કહું,
તમ વિયોગે દુઃખી અહર રાજમાં રેહું;
પરણ્યા રાજ સાથ દુઃખ આવ્યું તે વડે. શીદ૦

પ્રધાન—( નીકળતાં વાર ઝાઝી લાગેછે ત્યારે )

## राग बरवो झींझोटी.

નૃપ શ્રીય કામીની તમો બહાર જાવોરે ટેક.
બહાર જાવો બહાર જાવો બહાર જાવોરે. નૃપ૦
હુંતો એનો ચાકરછું, આપ ચિત ધારોરે. નૃપ૦
કાળાં વસ્ત્ર કાળું મુખ કાળાં થાવોરે. નૃપ૦

સ્રતધાર—(પોતાના મહેલબહાર આવીને તેની દાશી પ્રત્યે-

## राग सीताजीना महीनानो.

દાશી શીદ ધરે મીથ્યા શોક, આજે મારી પાસતું;
મુને અચાનક આવ્યો વનવાસ, શુણ દાશી આજતું.
મારે જાવું એકલું વન માંહ, નથી કોઈ સાથરે;
વળી કાઢવું જીવતર ત્યાંય, રહી વર્ષ બારરે.
મારો પુત્ર થશે વર્ષ બાર, પછી અમે આવશું;
ત્યારે દુઃખ થશે નહીં લગાર, આપણ સુખ પામશું.

દાશી—( રોતી રોતી.

( સહીયર દુઃખ શું દાખવું ) એ રાહ.

બાઈ જાઓ તમો વનમાં, તેથી લાગેછે જવાળ;
પ્રભુએ બુરૂં કર્મ કીધુંરે, કોણે મેલી કુડી આળ. બાઈ૦
અહીંયાં રહી હું ઝુરી મરૂં, ધીક મુજ અવતાર;
વનમાં રહેશો તમે શી રીતે, આ પુત્ર હજુ બાળ. બાઈ૦
સાથે આવવા રજા કરો, પુત્ર રમવાને કાજ;
કુડીરે આળ ક્યાંથી પડી, કુડો દિનરે આજ. બાઈ૦
ખાશો પીશો તમે શી રીતે, કેમ કાઢશો કાળ;
અગોછે પુત્રતો આપનો, હજુ નાનેરો બાળ. બાઈ૦
મારે અહીંયાં ખાવું પીવું, રહેવું સુખે સંસાર;

એતો કુડું મુને લાગેરે, કહુંછું હું વારંવાર. બાઈ૦
કોમળ પુત્રછે આપનો, કેમ ખમશે તે દુઃખ;
આજ મેળાપછે આપનો, ફરી ક્યારે દેખું મુખ. બાઈ૦
નકીરે મુજને ભેગી લીઓ, દુઃખ આ નહીં ખમાય;
બાઈ મુને મુકી જાઓછો, તેથી પ્રાણ મુજ જાય. બાઈ૦
સરધાર—( ગામ બહાર જઈને પોતાની દાશીને ગામમાં જવાની રજા આપેછે.

**राग सीताजीना महीनानो.**

દાશી જાતું પુરની માંહ, રજા દઉંછું તુને;
નથી કાંઇએ મારે ભય, પુત્ર ભય છે મુને.
લાડકવાયો છે મારો પુત્ર, કેમ દીન કાઢશે;
મુને લાગે નહીં કશું સાર, પશુ મુને મારશે.
મુને વાંક વિના કાઢો આજ, મરીશ હું ઝુરીને;
મારૂં સુખ ગયું સર્વ આજ, રહુંન કેમ ભુલીને.
મારા કર્મમાં માંડયું થાય, શું દઉં દોશ તુજને;
આવ્યો અચાનક મુજ વનવાસ, દુઃખ પડે મુજને.
મારા કંકણ ચુડા મેલું બહાર, કેમ તે પહેરાયરે;
શું કહું સખી માહરૂં દુઃખ, સખી અરે હાયરે.
મારા પૂર્વજ હતા કોણ, કોને હવે માનુછું;
તેજ કર્મ નડે આવાર, પ્રભુ શીશ નામુછું.
મુને સોચનાં પુત્રની થાય, એહ લધુ બાળછે;
મુજ કર્મ હતું સુખવાન, આતો ઇંદ્ર જાળછે.

**राग पीलु.**

દુઃખી દુઃખી હું આજે આ વારે,

પતિને વિયોગે કોણ ઉગારે. ટેક.
આજ દુઃખી છું પ્રભુ તુજ ધારે,
કષ્ટ પડયું છે આજે બહુ મારે. દુઃખી.
શુણો રે પ્રભુ મુજ વિનતિ આ વારે,
દીન દાશી તણી સ્તુતિ ચિતધારે. દુઃખી.

---

## प्रवेश १३ मो.

(સ્થળ અઘોર વન.)

સરધાર—(હીંસાદીક પ્રાણીઓનો ભય લાગવાથી.)

### राग सिंयानो कनरो.

અરરરર હાયે અહીં કેમ સાયે.
પતિને વિયોગે પ્રાણજ જાયે. ટેક.
આગળ રહેતી સુખાની સંગે,
આજ દુઃખથી કેમ દિન એક જાયે. અરરરર.
વાઘ વરૂને દીપડા હાથો,
દેખતાં નિશ્ચે પ્રાણ મુજ જાયે. અરરરર.
નવ વિચારી આગળ વાત,
આજ પડે મુજ દુઃખ અરે હાયે. અરરરર.
કર્મ મારામાં બુરૂં લખ્યું છે,
જેથી ફરી સુખ ક્યાં થકી થાયે. અરરરર.

---

## પ્રવેશ ૧૪ મો.

(સ્થળ સરધારનો મહેલ.)

હરપાળ—(પોતાની માતુશ્રી પાસે રજા માગેછે ત્યારે.)

(જુઓ જુઓ વિપ્રે ભીડી હામ) એ રાહ.

પ્રિય માતુ ન થાઓ ઉદાશ,
પ્રભુરે સુખ આપશેરે. ટેક.
રાખો તેના ઉપર સહુ આશ. પ્રભુ.
આપો રજા હવે આવાર. પ્રભુ.
જેથી માનું હું આપનો આભાર. પ્રભુ.
મારે લેવુંછે આપનું વેર. પ્રભુ.
પછી પ્રભુની થાશે મહેર. પ્રભુ.
હવે જરા ન લાગે વાર. પ્રભુ.
નવ પેસવું આપને દ્વાર. પ્રભુ.
(એમ કરીને જાયછે.)

---

## પ્રવેશ ૧૫ મો.

(સ્થળ વન.)

મુમરાઓ—(હરપાળને હાથેથી મરી જવાથી.)

(દયાળુ દેવ દયા તારી) એ રાહ.

અરે પ્યારી, અતી વારી;
છોડી છે આજ, છોડી છે આજ. ટેક.
કહેતી તું સત્ય, માન્યુંરે અસત્ય;

છેદાયું તાજ, છેદાયું તાજ. અરે.
મળ્યા છી આ ધામ, કર્યું બુરૂં કામ;
ગઈ મુજ લાજ, ગઈ મુજ લાજ. અરે.

સુમરીઓ—(પોતાના પતિ પાછળ સતી થવા આવેછે ત્યારે)

**राग सीताजीना महीनानो.**

મારા પ્રાણ તણારે આધાર, મુકી મુને ક્યાં ગયા,
રેહેતા સુખચેનમાં નાથ, હાલ શા બુરા થયા;
હવે નવ સુજે મુજનેરે કાજ, પતિ વિણરે કશું,
કેવાં ભોગવ્યાં ઇંદ્ર જેવાં સુખ, હવે અમે ક્યાં જશું;
મારા પ્રાણ પ્રીય દીલો જાન, પ્યારારે હતી પ્રીય,
કેમ છોડતાં ચાલ્યું મન, નથીરે કશું દીય; (૨)
મારાં કોમળ અંગ કથીર, થયાં છે તમો વિના,
થયા બુરા અમારા હાલ, આજ પતિના વિના;
મારા વસ્ત્રાલંકાર શુન્ય, પતિ કથી શું કહું,
થાય દુઃખ મુને તો અપાર, કેમ હું અહીં રહું.

(અગ્નીના કુન્ડ પાસે આવીને અગ્ની પ્રત્યે)

**राग ललीतवृत्तम्.**

हवे मातपीता, अग्नी तुंज छुं:
मुज पति विना, देह त्यागुंछुं,
हवे तमे मने, ध्यानमां धरो;
पति वियोगथी, देह आ हरो.

(અગ્નીમાં પડી બળી મરેછે)

# प्रवेश १६ मो.

(સ્થળ સરદારનો મહેલ.

સરદાર—(હરપાળ લડવાને ગએલ છે પરંતુ અદ્યાપી સુધી આવેલ નથી ત્યારે)

## राग दौंडी.

પ્રિય પુત્ર વિના, દુઃખ પડેછે ભારી,
કહું તુજને પ્રભુ તું લેજે ધારી;
બુઝી આજ સરવ શુભમતિ મારી. પ્રિ૦
હવે દુઃખ પડે બહુ ઉપરે મારી,
પ્રભુ થાજે સહાય દુઃખ દિલ ધારી;
મુને આજ અહીં પ્રાપ્તી થૈનઠારી. પ્રિયા૦

કુશપાળ—(હરપાળને આવતો જોઇને).

## राग आशागोडी.

ધીરજ ધરી તેં સારી.
સમજ પુત્ર ધીરજ ધરી તેં સારી. ટેક.
મેંતો જાણ્યું હતું પુત્ર મરાણો,
એવું બેઠો અહીં ધારી. સમજ૦
પુર્ણ કૃપા તો સ્વર્ગ પતિની,
એથી દશા શુભ મારી. સમજ૦

## પ્રવેશ ૧૭ મો.

( સ્થળ લિલાવતિનો મહેલ. )

લીલાવતી—(ઝેર નાંખેલી સાકર ખાવાથી.)

### રાગ ભેરવીની ગજલ.

મરૂંછું કપટ કારણે, આ વખ્ત ઝેર ખાઇને.
પહેલો પુત્ર આ મરત, ત્યાં હું મરૂં આ વારરે;
ધરો સુબુધી સજ્જનો, દુઃખ અતિ પડે મુને. મ૦
હવે નર્કમાં હું પડીશ, દુઃખી અતિશે થૈ અને;
જુઓ આ ઝેરનો દગો, મરૂંછું ઝેર ખાઇને. મ૦

હરપાળ—હાય, અને શોણ. ( પોતાની મા પ્રત્યે )

### રાગ આશાગોડી.

સ્વર્ગમાં વાસ તું કરજે,
સમજ મા તું સ્વર્ગમાં વાસ તું કરજે. ટેક.
તુંજ વિયોગ અમે દુઃખી છી,
પ્રસન્ન થઈ સીધ કરજે. સમજ૦
કપટ થકી તું મૃત્યુને પામી,
હવે હૃદય પ્રભુ ધરજે. સમજ૦

---

## પ્રવેશ ૧૮ મો.

( સ્થળ સરધારનો મહેલ. )

હરપાળ—( નું વરદાન પુરૂં થવાથી પોતાના માતપીતાપ્રત્યે.

### રાગ મરાઠી ચાલની સાખી.

માતુ મારી હું ઇંદ્ર પાસે જાશ, જેથીરે સુખ બહુ થાય;

વચન મારૂં તે પુરૂં થયું છે, નવ એક દિ રેહેવાય.
ઈંદ્રને શ્રાપે અહીં હું આવ્યો, ભોગવ્યું સુખ અપાર;
સદાયે વિજઈ કામજ કીધું, પણ નવ પામ્યો હાર.
સાચો આધાર ઈંદ્ર તણો છે, જેથી ન પામ્યો હું દુઃખ;
હવે તો હુંરે જાઊંછું સ્વર્ગમાં, ક્યારે દેખું હરીમુખ.
સત્રધાર—અને કુરપાળ—(તેના પુત્રનાં આવાં વચન સાંભળીને.

## राग ઉપર મુજબ.

અરે પુત્રરે દુઃખ બહુ થાયે, તુજ વિયોગથી આજ;
મુજ પેટે તેં જન્મજ લઈને, અચળ સ્થપાવ્યું આ રાજ.
એવારે તારાં કાર્ય સાંભળતાં, કદિ ન પામીએ પાર;
પણ વચન પુરૂં થયું છે, માટે અમે છી લાચાર.
તુજ મહીમાએ પ્રસિદ્ધ થયા છી, તુજને નામે સુખ;
આજરે તારા વીયોગથકી તો, જોતાં તો દુઃખને સુખ.
સૂત્રધાર—(પ્રવેશ કરીને).

## गीति.

हरपाळे, जगमांहीं,
जिवतर करीने, अंतीसुख माण्युं.
सत्य थकी पितु सेवा,
कर्म करी पद मोक्ष भणी [illegible]युं.

નાટક થઈ રેહ્યાબાદ સર્વ પાત્રો મળીને [illegible] કરેછે.

## राग धनाश्री.

પરીપૂર્ણ થયું છે કાજ,
સજ્જનો પરિપૂર્ણ થયું છે કાજ. ટેક.
તસ્દી લીધી છે આજ બહુ આપે,
આવીને નિજ સુભ કાજ. સજ્જનો૦
ભુલચુક હોય જે લખુ નાટકમાં,
માગી તેની માફી આજ. સજ્જનો૦
એવો રાજા જે કચ્છતણો હરપાળ,
ખેલ ભજવ્યો તેનો આજ. સજ્જનો૦
દાસ અંદરજી પ્રિત થકી વિનવે,
દેજો મદદ ફરી કાજ. સજ્જનો૦

(કોઈ માણસ હરપાળને ન ઓળખતું હોય) તો તેની યાદી (એંધાણ).

## दोहरो.

किधो खेल आजे अमे, सूणजो दिनदयाळ;
राजा कच्छनो, हिन्दू जे हरपाळ. १



# "जाहेर खबर."

१ हरपाळ चारित्र नाटक ... ...प्र. १ लो.

२ ध्रूव चारित्र नाटक ... ... ...प्र. ३ जो.

३ नागसेन चारित्र नाटक ... ...प्र. ४ थो.

४ कपट विजय दुःखदर्शक नाटक प्र. ६ ठो.

५ प्रेहेलाद चारित्र नाटक ... ...प्र. ७ मो.

ઉપલાં પાંચ નાટકો જે આશામીને ભજવવાં હોય તેમણે મુને પત્ર લખી જણાવવું કે હું મારા દસ્તુર મુજબ ભાગ લઈને નાટક ભજવવાની ખાસ છુટ આપીશ. એજ.

એ સર્વ નાટકના

વિરચિત

રાવળ અંદરજી શંકરજી.

વાંકાનેર-કાઠિયાવાડ.

